# પ્રસ્તાવના.

હમેશા સ્રષ્ટીનો એવો નિયમ છે કે, કોઇપણ કાર્યમાં પ્રવ્રૃત્તિ થવાનું કાંઈપણ કારણ હોવું જોઇએ. એ નિયમ પ્રમાણે આ વિષય લખવાનું કારણ ત્રીજા વર્ષ ઉપર રાજકોટમાં પેદા થયું, તે ટુંકામાં નીચે બતાવું છું.

સંવત ૧૯૪૯ના શ્રાવણ માસમાં એક ખાટકી ગાય લઇને જાહેર રસ્તા ઉપર ફરતો હતો, અને રસ્તે આવતા જતા લોકોને કહેતો હતો કે, આ ગાયની કિંમતના રૂપીયા સવાસો આપી કોઈ વેચાતી નહીં લેશ તો આવતી કાલે હલાલ કરીશ. એમ કરતાં તે ખાટકી રાજકુમાર કાલેજના રસ્તા તરફ ગયો. જ્યાં સાંજનો વખત હોવાથી રાજકુંવરો રસ્તાપર રમવાને માટે નિકળેલા હતા. તેના કાન ઉપર "ગાયને હલાલ કરીશ!" એવા શબ્દો જવાથી તેમનું અસલ રજપૂત લોહી ઉકળતાં જોસમાં આવવાથી વાત તકરારપર આવી ગઇ. તેની ખબર કાલેજના સત્તાવાળાઓને પડતાં તે લોકોએ ખાટકીને પકડી રાજકોટ કેમ્પના સ્ટેશન માજીસ્ટ્રેટ તરફ મોકલાવ્યો. અને તે સાહેબે તે ખાટકી ઉપર બે તોહોમત રાખ્યા, એક ધમકી આપી પૈસા કઢાવવા, તથા બીજું ધર્મની લાગણી ઉશ્કેરીને સુલેહના ભંગનું કારણ ઉત્પન્ન કરવું, એ બે ચાર્જ રાખી કામ ચલાવી તે ખાટકીને સજા કરી; ગાય હતી તે રાજકુંવરોને સ્વાધિન કરી.

ઉપરના બનાવથી મારા દીલમાં એમ વિચાર થવા લાગ્યો કે, આપણા ભારતવાસીજનોની શું દુર્દશા કે, આમ જાહેરરીતે અપમાન પોહોંચાડીને ગાય આદી પશુઓનો વધ કરે! તે છતાં કોઈ રીતે તેનો ઇલાજ લેવાને આપણે શક્તિવાન નહીં. એ વિગેરે અનેક તરેના વિચારો થતાં એ બાબતને માટે મેં વિદ્વાન લોકોની સલાહ લેવા ધારી તો, કેટલીક જગાઓથી એમ ખબરો મળી કે, આપણી હાલની માયાળુ સરકાર તો બધી ન્યાતોના તથા ધર્મના લોકોને એક સરખો ઇનસાફ આપી સહુના હકો જાળવી સરખો લાભ આપવા તૈયાર છઇએ એમ પોતે કહે છે, એટલુંજ નહીં, પણ કાયદાથી તથા ઢંઢેરાથી બંધાએલ છે, પરંતુ તેનો અમલ નથી થતો તેનું કારણ માત્ર આપણા લોકોની સહનશીલતાને લીધે બેદરકારીશિવાય બીજું કાંઈ નથી. એવી

રીતે જવાબ મળતો. તેમજ એક ભલામાણુસ પાસેથી એમ ખબર મળી કે, આગળ સં૦ ૧૮૮૪ ના સાલમાં કેંબ્રીજમાં ગાય બેલના વધથી હિંદુસ્થાનને થતા નુકશાન વિષે કોઈ પુરૂષે ભાષણ કરેલ, તે વખત ત્યાંના કેટલાએક મહાન અને નિષ્પક્ષપાતી લોકો એમ બોલેલ કે, અમે સારી રીતે જાણીયે છીયે ! પણ ત્યાંના લોકો બેદરકાર છે ત્યારે અમે શું કરીયે ?

ઉપરની વાત મારા સાંભળવામાં આવતાં તે સંબંધી ચર્ચા ચલાવી પ્રજા મત શું છે ? એ જાણવાના ઈરાદાથી કેટલાએક ગામો તથા શેહેરોમાં ભાષણો આપતાં એમ સમજાયું કે, એ બાબતને માટે લોકોનો ઘણો ભાગ અજ્ઞાન છે. કારણ કે, દેશમાં ગાય બેલનો વધ કેટલી સંખ્યામાં થાય છે, તેમજ તે વધથી દેશને કેટલું નુકશાન છે, અને દેશમાં ભુખના દુઃખથી ભીખ માંગતા લોકોની સંખ્યા ચાર ક્રોડથી કાંઈક વધારેને આસરે થઈ છે, તેનું ખરૂં કારણ શું છે ? એ વિગેરે બાબતથી ભારતવાસી પ્રજા ના વાકેફ છે, એમ મને સિદ્ધ થવાથી આ વિષય લખવાની જરૂર પડી.

આ વિષય લખવામાં મને જે જે સાહેબોએ સાહ્યતા કરી છે. તે સાહેબોનો હું મોટો આભાર માનું છું. તેમજ એક સખીદિલના અને દેશની ખરી દાઝ જાણનાર શેઠે આ કામમાં મને તન-મન અને ધનથી આશ્રય આપ્યો છે, તેનો હું સદાને માટે આભારી છું. એમ છતાં આ જગોએ તેમનું નામ પ્રસિદ્ધ કરી શકતો નથી. કારણ કે, તેઓ સાહેબની મને મના છે. તેથી લાચાર છું. તોપણ ઈશ્વર પાસે મારી એટલી પ્રાર્થના એને દીર્ઘાયુ કરી બહુ લક્ષ્મી આપો. જેથી પરોપકારી કાર્યને આશ્રય મળે.

આ જગોએ સર્વ સાહેબોને મારી એટલીજ વિનંતિ છે કે, આમારા અલ્પમતીના લખાણમાં લેખક દોષ જોવામાં આવે તો તે ઉપર લક્ષ ન આપતાં સાર માત્ર જોવાનો છે.

આ વિષય વાંચવાથી આપનો જે અભિપ્રાય બંધાય તે પ્રમાણે આ સાથે મોકલેલ સમ્મતિપત્રમાં લખી મને મુંબઇ આર્યસમાજ માર્ફતે મોકલવાની કૃપા કરશો તો આપનો મોટો આભાર માનીશ અને તેની સાથે મારો પરિશ્રમ સફળ થયો માનીશ. ઈત્યાદિ.

વૈદ હરગોવિંદ ગીરીજાશંકર.

3218

3218
10144

ॐ

नमः सर्वशक्तिमते जगदीश्वराय.

# હિંદુસ્થાન અને ગાય.

तनोतु सर्वेश्वर उत्तमं बलं, गवादिरक्षं विविधं दयेरितः ।
अशेष विघ्नानि निहत्यनः प्रभुः सहायकारी विदधातु गोहितम् ॥*

यस्माज्जातं जगत्सर्वं, यस्मिन्नेव विलीयते ।
येनेदं धार्यते चैव, तस्मै विश्वात्मने नमः ॥ †

હે સર્વેશ્વર! ઉત્તમ એવું જે બળ તે અમને આપો. જે બળવડે કરીને ગાયો વિગેરેની વિવિધ પ્રકારે કરીને રક્ષા કરવાને સમર્થ થઇયે. તેમજ ગવાદી પશુનું રક્ષણ કરવારૂપ ઉત્તમ કાર્યમાં આવતા વિઘ્નોને દૂર કરી ગાય આદિ ઉત્પાદક પ્રાણીના રક્ષણના હિત અર્થે અમને સાહ્ય કરનારા થાઓ ॥૧॥

જે થકી આ સર્વ જગત્ ઉત્પન્ન થયું છે. જેમાં લીન થાય છે, અને જેણે કરી ધારણ કરાય છે. એવા જે જગતના અંતર્યામી ઈશ્વર તેને નમસ્કાર કરૂંછું. ॥ ૨ ॥

આ આપણી ભારતભૂમીપર જે વખતે આર્યકુલોત્પન્ન પ્રતાપી અને પ્રજાપાલક રાજાઓ રાજ કરતા હતા, તે વખતની પ્રજા પવિત્ર ન્યાય મળવાથી સંતુષ્ટ રેહેતી હતી. કારણકે, તે વખતના ધારા બાંધનારાઓ રાજાના વિશેષ દબાણમાં ન હોવાથી, તેમજ તે વખતની સુધરેલી રાજનીતિથી મળેલી છુટનેલીધે પોતાનો સ્વતંત્ર મત આપતા હતા. એટલુંજ નહીં, પણ પ્રજાની સ્થિતિ, હયાતી તથા સુખાકારીની સલામતીના રક્ષણમાટે અનેક વિષ-

---

* ગોકરૂણાનિધીમાંથી. † શંકરસ્વામીકૃત.

ઓપર ચર્ચા ચલાવી, દેશકાળને અનુસરી, રાજા તથા પ્રજાના ધર્મસંબંધી ધોરણો બાંધતા હતા. અને રાજ કરતાં તે ધોરણપ્રમાણે અમલ કરતા હતા તેથી સર્વપ્રકારે સ્તુતિપાત્ર પદને પામ્યા છે.

એ સઘળા મહાન પુરૂષો લોકપ્રિય થયા તેનાં જુદાં જુદાં અનેક કારણો છે. તેમાં મુખ્યત્વેકરી તે વખતની સમાન ભાવવાળી ન્યાયી રાજનિતિમાં નિપુણ રાજાઓ પોતાની પ્રજાને સુખી રાખવી, એ પોતાનો ખાસ ધર્મ (ફરજ) સમજતા હતા. તેથી સંતુષ્ટ થયેલી પ્રજા રાજાને પવિત્ર, ધર્મ પિતારૂપ માની પોતાનો ભક્તિપૂર્વક પ્રિયભાવ દર્શાવતી હતી. તે વખતે આ આર્યાવર્ત દુનીયામાંના સર્વ દેશોમાં શ્રેષ્ટ ગણાતો હતો, અને રસકસથી પૂર્ણ હતો. કારણકે, મનુષ્યને સર્વપ્રકારે પોષણ આપનાર ગાય તથા તેના પુત્ર બળદનું રક્ષણ કરવામાં આવતું હતું. તેથી કરી જુજ મેહેનતે માણસમાત્રને પુરતો અને પુષ્ટિકારક ખોરાક સેહેલથી અને ચોખો મળતો હતો. તેથી શરીરને પોષણિક તત્વોનો પુરતો લાભ મળવાથી તે વખતની પ્રજા કદાવર અને લાંબી જીંદગી ભોગવનાર તેમજ મજબુત બંધારણની હોવાથી પોતાનું કામ ઉત્સાહથી કરનાર હોવાનેલીધે આ ભારતભૂમી વિદ્યાકળાથી પોતાના આર્ય પુત્રોને પ્રકાશિત કરતી હતી. અને તે વખતે દેશ આબાદ હતો.

અસ્ત અને ઉદય આ એક સામાન્ય નિયમ છે. તે નિયમાનુસાર હમેશા કોઈની સ્થિતિ એકસરખી રેહેતી નથી. હમેશા 'બુદ્ધિ કર્માનુસારિણી' છે. એ નિયમપ્રમાણે આ આર્યપ્રજાને 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' સુજ પડવાથી ધીમે ધીમે અજ્ઞાનતાનો પ્રવેશ થયો. કારણ વિષ્ણુશર્માએ કહ્યું છે કે,—

पौलस्त्यःकथमन्यदारहरणे दोषंन विज्ञातवान्
रामेणापि कथं न हेमहरिणस्या संभवोलक्षितः
अक्षैश्चापियुधिष्ठिरेण सहसा प्राप्तोह्यनर्थःकथं
प्रत्यासन्न विपत्तिमूढमनसां प्रायोमतिः क्षीयते ॥

રાવણે પરસ્ત્રી હરણ કરવામાં દોષ કેમ ન જાણ્યો? રામે સોનાના મૃગનો અસંભવ કેમ ન વિચાર્યો? ને યુધિષ્ઠિર પાસાના ઘતે કરી અકસ્માત્

અનર્થને કેમ પ્રાપ્ત થયા ? માટે પાસે આવેલી વિપત્તિવડે મૂઢ થયેલા મનુષ્યોની મતિ ઘણુંકરી ક્ષીણ થાય છે.

ઐક્યતાનો નાશ થવાનેલીધે કુસંપની વૃદ્ધિ થવાથી અનેક જ્ઞાતિ, તડાં અને ધર્મના ભેદો પડવા લાગ્યા, તેથી અંદર અંદર દ્વેષ ઉત્પન્ન થયો; તેથી દેશના હિત અહિતનું બંધારણ ન રેહેવાથી ધીમે ધીમે વિદ્યાકળાથી હીન થવા લાગ્યા. જેનું પરિણામ એ થયું કે દેશ પાયમાલ થઇ ગયો.

હાલના ચાલતા સમયમાં ઇશ્વરકૃપાથી પ્રાપ્ત થએલા અંગ્રેજ સરકારના ન્યાયીવાવટા નીચે રહી કેળવણી પામેલા દેશ હિતેચ્છુ ભાઈઓને પોતાના દેશની સ્થિતિ હયાતીનું જ્ઞાન થવાથી દેશની આબાદીને માટે આજસુધીમાં કેટલાએક વિદ્વાનોએ રાજા તથા પ્રજાના હિતની ખાતર જુદા જુદા વિષયોપર વિવેચન કરી પોતાના વિચારો પ્રજાની સેવામાં પ્રસિદ્ધ કરેલા છે. તેથી જુદાજ પ્રકારે આ વિષય જણાવવાની મને તક મળવાથી ખુશી પેદા થાય છે. અને મને ઉમેદ છે કે, આ બાબતનું જો લક્ષપૂર્વક અવલોકન કરશો તો આપ સાહેબોની પણ ખાત્રી થશે કે, આ બાબતમાં રાજા તથા પ્રજાનું ઘણું હિત સમાયેલું છે. એમ બીન તકરારે સિદ્ધ થશે. તેમજ આજ દીનસુધી એ બાબતપર કોઈનો વિચાર ન જવાનું કારણ માત્ર આપણા અજ્ઞાન સિવાય બીજું કાંઇ નથી એમ ખાત્રી થશે.

પરમકૃપાળુ જગત્કર્ત્તા ઈશ્વરે આ દુનીયા પેદા કરી તેની સાથેજ તમામ પ્રાણી માત્રના પોષણને માટે તેની યોગ્યતાપ્રમાણે ખોરાકની યોજના તેજ વખતે કરેલી હોય એમ કેટલાએક કારણોથી સિદ્ધ થાય છે.

દુનીયાના તમામ પ્રાણિઓમાં મનુષ્ય પ્રાણીને ઉત્તમ દરજ્જો આપેલો છે. તો તે દરજ્જાને અનુસરતો ખોરાક, અનાજ, ઘી, દુધ જે અતિ ઉત્તમ અને પુષ્ટિકારક ખોરાક છે, તે મનુષ્યનેમાટે નિર્માણ કરેલા છે. એમ સર્વ કોઇ દર્શનીક નિયમથી જાણે છે. માટે વધુ લખવા જરૂર નથી.

હાલમાં હિંદુસ્થાનમાં ખોરાકને માટે, ગાય તથા બેલનો વધ થાય છે. અને તેની સંખ્યા ઘણીજ વધી ગઇ છે. અને તે વધથી રાજાને તથા પ્રજાને કેટલું નુકશાન છે તે બાબત આજદિનસુધી કોઇના વિચારમાં આવ્યું હોય એમ લાગતું નથી, પરંતુ દુનિયાદારી તથા રાજ પ્રકરણ રીતે ખરૂં જોતાં એ

વધથી રાજાને તથા પ્રજાને ઘણી હાની છે. એ વાત નીચેની બાબત ધ્યાનમાં લેવાથી સિદ્ધ થશે.

હિંદુસ્થાનનાં લોકોનો ખોરાક તદન અનાજ, ઘી, દૂધ ઉપર આધાર રાખે છે. તેથી ઘી, દૂધ વિશેષ વાપરે છે. પરંતુ ગયા ત્રીશ વર્ષોની અંદર તે ચીજાનો ભાવ લગભગ ચાર ગણો વધી ગયો છે. એટલુંજ નહી; પણ અછતાનેલીધે તેમાં અનેક તરેહની† ભેળશેળ થવાથી તેના પુષ્ટિકારક ગુણો પણ નાશ પામ્યા છે તેનું ખરૂં કારણ માત્ર તેના ઉત્પાદક પ્રાણીનો વધ છે.

ઉત્પાદક પ્રાણીનો વધ ચાલુ રેહેવાથી અન્નાદિક પોષણિક પદાર્થની અછત થવાથી મોંઘવારી થઈને તે મોંઘવારીનો પરિણામ એ થયો કે બીચારા ગરીબ ગામડીઆ ખેડુતો તથા મજુરો જે સવારના છથી તે સાંજના સાત વાગ્યાસુધી તડકો, ટાઢ અને વર્ષાદ વિગેરેનું મહાકષ્ટ સહન કરી મેહેનત કરે છે, તેના ઉપર આ મોંઘવારીની ઘણી માઠી અસર થઈ છે. કારણકે, તે બિચારા મોંઘી પડતી ચીજો લેવાને અશક્ત હોવાથી જુવાર બાજરીના લુખાસુકા રોટલા અથવા તેની રાબડી પીને નિર્વાહ કરે છે. તેથી તે લોકો ભુખના દુઃખથી નબળા પડે છે. તેનું પરિણામ એ થાય છે કે, દેશનું ઉત્પાદક બળ નાશ પામે છે.

આ દેશનો આધાર તદન ખેતીવાડી ઉપર છે. એવી રીતે યુરોપના કોઈ દેશનો નથી. કદી જર્મન લોકો ખેતી કરે છે. એમ કહિએ તોપણ તે લોકો વેજીટેરીયન* નથી. તેથી તે લોકો ઘી, દૂધ થોડું વાપરે છે. તેમજ જર્મનની હવામાં ગાય બેલ જલદીથી ઉછરે છે. તથા મજબુત થાય છે. તેથી ખેડાણ જમીનના પ્રમાણમાં બળદ થોડા જોઇએ છિએ. એ કારણોને લિધે ગાય બેલના વધથી હિંદુસ્થાનને જેવી માઠી અસર થાય છે, તેવી જર્મનીને થતી નથી.

* ભાજીપાલો અને ફળ વિગેરે ખાવાવાળા. † એ ભેળસેળમાં ગાય અને સુઅર આદિ જાનવરોની ચરબી ઘીમાં ભેળસેળ થાય છે, તે પ્રસિદ્ધ છે, અને એવા શરીર પ્રકૃતિ, બુદ્ધિ, અને ધર્મનાશક પદાર્થોની ભેળસેળ થવાથી માનસિકપણું છિન્નભિન્ન થતું જાય છે.

ગાય બેલનો વધ ચાલુ હોવાથી આ દેશની ખેતીની હાલત ઘણી ખરાબ સ્થિતિમાં આવી ગઈ છે. કારણકે, ગયા ત્રીશ વર્ષોની અંદર બળદની કિંમત લગભગ ચાર ગણી વધી જવાથી મોંઘી કિમતે બળદ ખરીદવાની શક્તિ ખેડુતોમાં રહી નથી. કારણકે, એક બાજુથી રાજ કરતા તરફથી ભારે પડતા કરનો બોજો અને તે કર ભરવાને વેપારીના ઉપાડેલા રૂપીયાના વ્યાજનું દબાણ હોવાથી ગરીબ બિચારા ખેડુતોને બળદ નહીં મળવાથી પોતાની જમીન પડતર રેહેવાનેલીધે આખા વર્ષની તક ખોઈ બેસે છે. જેનું પરિણામ એ થાય છે કે, ભુખના દુઃખથી દુઃખી થતા ઘણા ખેડુતો જોવામાં આવે છે. આ બધાનું કારણ ગાય બેલના વધ સિવાય બીજું કાંઈ હોય એમ કેહેવું એ તદન પાયાવિનાની વાત છે. એમ બીન તકરારે સાબીત થાય છે. માટે ગાય બેલના વધથી દેશને થતું નુકશાન નિચે બતાવ્યું છે તેથી ખાત્રી થશે.

હાલમાં મને મળેલી ખબર પ્રમાણે વાંદરામાં દર વર્ષે ૧૦૪૭૩ બેલનો વધ થાય છે.[૧] એ હિસાબે આખા હિંદુસ્થાનમાં ૧૫૭૦૯૫ ને આશરે બેલનો વધ થતો હોય એમ અનુમાન જાય છે. તો તે વધથી ૧૨,૫૬,૭૬૦ એકર જમીનની ખેતી બંધ પડવાનો સંભવ છે. કારણકે, દરએક બેલની જોડીથી ૧૬ એકરની ખેતી થઇ શકે છે. આ પણ એક મધ્યભાગની ગણત્રી છે. તો તે ખેતી બંધ પડવાથી ૩,૧૪,૧૯૦,૦૦ મણ અનાજનો નાશ થાય છે. દરએક એકરે અનાજનો પાક ૨૫ મણ લેખે ગણવો એ પણ એક મધ્યભાગની ગણત્રી છે. જો એટલો પાક બચે તો એકંદર ૨૩,૨૭,૩૩૩ માણસના બાર માસનો ખોરાક થાય છે.[૨] કારણકે, જો ઉપર લખેલા બેલ બચે તો ૨૩,૨૭,૩૩૩ માણસનું બાર મહિના સુખેથી પોષણ થાય એટલું અનાજ પાકે!!!

બીજી તરફ જોતાં દર વર્ષે ૭૫૦૦૦ માણસોની સંખ્યા વધતી જાય છે.[૩] તો તે માણસોના પોષણમાટે દર વર્ષે ૧૦,૧૨,૫૦૦ મણ અનાજનો પાક વ-

૧ મુંબઇ મુનિસિપાલિટીના ૧૮૮૫ ના રીપોર્ટ ઉપરથી. ૨ દરએક માણસને દરરોજ બે ટંકનું મળી ૧॥ દોઢ શેર અનાજ ગણતા બાર માસનું ૧૩॥ મણ અનાજ થાય. ૩ ઇસવી સન ૧૮૮૧ ના વસ્તીપત્રક ઉપરથી.

ધારવો જોઇએ. તેને બદલે ઓગણત્રીશ ગણી અનાજની ખાધ લાગે છે. તેથી અછતનેલીધે મોંઘવારી થવાથી ગરીબ બીચારા ગામડીયા ભુખના દુઃખથી ભીખ માંગવા છતાં કુતરાને મોતે મરે છે. તે જોઇ તમને ત્રાશ કેમ નથી થતો. ભોજપ્રબંધમાં કહ્યું છે કે,—

तुल्यजाति वयोरूपान् हतान पश्यति मृत्युना ।
न हि तत्रास्ति ते त्रासो वज्रवत् हृदयं तव ॥

તમારા જેવી જાતના, વયના અને રૂપવાળા મનુષ્યને મરતાં તમારી નજરે જુઓ છો. તે છતાં તમારા વજ્ર (લોઢા) જેવા દિલમાં ત્રાસ કેમ નથી થતો?

આ હિંદુસ્થાનની સ્થિતિ હયાતીનો ખરો આધાર દેશની ફલદ્રૂપ જમીનમાંથી ઉત્પન્ન થતાં પાક ઉપર છે. અને તે પાકનો આધાર માફક સરના વરસાદ તથા બેલ ઉપર છે. તે શિવાય કશો આધાર નથી. કારણ કે, આ દેશની હવા તથા જુદી જુદી જાતની જમીનની ખેતીને ઉપયોગી આવે એવું પ્રાણી બળદશિવાય બીજું કોઇ નથી. તોપણ તકરારની ખાતર ઘડીભર એમ કહિએ કે, ઘોડા તથા પાડાને શાવારતે ઉપયોગમાં લાવી ન શકાય? તેને માટે વિચાર કરિએ.

ઘોડો બળદના કરતાં ઘણોજ કમ કૌવતવાન છે. તેથી રેતાળ મુલકમાં ખેતી, તથા ભાર બરદારી કામનેમાટે નાલાયક છે. તેમજ તડકાના વખતમાં કામ કરવાને ઘોડો તદન અશક્ત છે એટલુંજ નહીં, પણ ચાલવું તે પણ મુશ્કીલ થઇ પડે છે. તો હમેશા ખેતરો વિગેરેમાં સડકો હોતી નથી. ત્યારે ત્યાં ઘોડાથી ખાતરનું ગાડું અથવા ડુંગરી જમીનમાંથી વાડને માટે કાંટા લાવી શકાશે? ના, બિલકુલ નહિ. તેમજ બળદના કરતાં ઘોડાની કિંમત તથા તેનો ખોરાક ઘણોજ કિંમતી હોય છે. તેથી બળદ તથા ઘોડાનો ખરચ તથા મેહેનતની બરાબરી કરતાં ઘોડાની ખેતી મોંઘી પડે છે. આટલી બીનાથી એમ તો સિદ્ધ થાય છે કે, હિંદુસ્થાનની ખેતીને માટે ઘોડા તદન નાલાયક છે.

પાડા જે કે બળદ કરતાં ઘણાજ કમકૌવત છે. તેમજ આ દેશની હવામાં કમતી ઉછરે છે. અને જે છે તેપણ તડકાના વખતમાં તથા રેતાળ

જમીનમાં કામ કરવામાં અશક્ત છે. તેમજ જાતે ઘણા સુસ્ત હોવાથી ઠંડા-વખતમાં પણ જુજ કામ કરી શકે એવા છે. તેથી તે પણ નિરઉપયોગી છે.

આ જગાએ કોઇ એમ સવાલ ઉઠાવે કે, હાલના સુધરેલા જમાનામાં વરાળથી ચાલતાં યંત્રો ખેતીને માટે ઘણાં સરસ થયાં છે, તો તેનાથી ખેતી કરવાને શું હરકત છે. તો તેઓ સાહેબને એટલોજ જવાબ કે, યંત્ર હમેશાં બાંધી હદમાં કામ કરી શકે છે. તેમજ એક જગ્યાયેથી બીજી જગોએ લઇ જવાને તેમાં બળદની મદદની જરૂર પડે છે. યંત્ર હમેશાં પોતાના નિયમિત કામશિવાય બીજા કામમાં ન આવતાં નકામાં પડ્યા રહે છે. તેથી તેને ખરીદવા ખરચેલી મુડીમાં વ્યાજ ખાધ લાગે છે.*

બળદ તો ખેતી કરે છે, કુવામાંથી પાણી કાઢે છે, તેમજ રેતાળ, ડુંગરી અગર કિચડવાળી જમીનમાં પણ માલનું અથવા માણસનું ગાડું લઇ જાય છે. એટલુંજ નહીં, પણ પોતે ખાધેલા પદાર્થનું આપણને ખાતર બનાવી આપે છે. આથી એમ સિદ્ધ થાય છે કે, આ દેશનેમાટે બળદના અવેજી અંદર ઉપયોગમાં આવે એવું કોઇપણ પ્રાણી અથવા પદાર્થ નથી. તેથી બીનતકરારે સાબીત થાય છે કે, હિંદુસ્થાનની ખેતીનો તદ્દન આધાર બળદ ઉપર છે તેજ અતિ ઉત્તમ છે.

હવે બીજી તરફ જોતાં કદાપી કમનશીબે જો વર્ષાદની તાણ હોય તો-પણ જો આપણા હાથમાં જથાબંધ બળદ હશે તો તેની સહાયતાથી નદી અથવા કુવામાંથી પાણી કાઢી અનાજ પકાવી એક વર્ષ તો સુખેથી કાઢી શ-કાશું. પણ જો હાલની માફક તે પ્રાણીનો વધ શરૂ રહેશે. તો તેની અછત થઇ જવાથી માફક સરનો વર્ષાદ અને ફળદ્રુપ જમીન, આપણા હાથમાં હોવા છતાં જો તે ઉત્પાદક પ્રાણી બળદની સહાયતા નહિ મળે તો તે જમીન સામું ટકટક જોયા કરવું પડે અને અંતે આપણી બે પસ્તાઇને યાદ કરી રોવા-સિવાય બીજો કાંઇ ઇલાજ નથી. કારણકે, આ દેશની જાહોજલાલી, દેશની ફલદ્રૂપ જમીનમાંથી બળદની સાહ્યતાએ થતા પાક ઉપર આધાર રાખે છે. જેમ વિલાયતના લોકો વિદ્યાકળા ઉપર રાખે છે. તેમ આ દેશ જ-

---

* અર્થશાસ્ત્રના નિયમપ્રમાણે મુડી તથા ઉત્પાદક બળનું રક્ષણ કરવામાં આવે તોજ દેશ આબાદ થાય.

મીનમાંથી થતા પાક ઉપર આધાર રાખે છે. માટે બૃહત્પારાશર સંહિતાના બીજા અધ્યાયમાં કહ્યું છે કે:—

यावद्गोपालने पुण्य मुक्तंपूर्वमनीषिभिः ।
ऊक्षणोपि पालने तेषां फलं दशगुणं भवेत् ॥

આગલા પંડિતોએ ગાયોનાં પાલન કરવામાં જે પુણ્ય લખ્યું છે, તેથી દશગણું પુણ્ય બળદ પાળવામાં છે, તેનું કારણ ઉપરની બાબતથી સિદ્ધ થાય છે.

## હવે ગાયોનો તપાસ કરીયે.

જેમ વાંદરાગાં* બેલનો વધ થાય છે. તેમ ગાયનો પણ થાય છે. તેની સંખ્યા ૧૧૩૬૩ ની જાણવામાં આવી છે. એ હિસાબે આખા હિંદુસ્થાનમાં† એકંદર ૧૬૮૬૯૫) ને આશરે ગાયોનો વધ થતો હોય એમ અનુમાન જાય છે. તો તે વધથી દેશને થતું નુકશાન નિચે બતાવ્યું છે.

જો એક ગાયનું સરાસરી હિસાબે દરરોજ બે ટંકનું નવશેર‡ દૂધ ગણીએ તો બાર માસનું એકાશી મણ થાય તેમાંથી એકગણ નાશ ખાતે ગણતાં નક્કી ૮૦) મણ દૂધ ગણવામાં આવે તો ઉપર બતાવેલ ગાયોનું એકંદર ૧૩૪૯૫૬૦૦ મણ દૂધ નાશ પામે છે. જો તે બચે તો દરએક માણસને દરરોજ બે ટંકનું (૫) શેર લેખે પુરતે ખોરાકે એક વર્ષના ખોરાક માટે ૪૫ મણ દૂધ જોઇએ એ હિસાબે ઉપર બતાવેલ દૂધથી સામટી રીતે ગણતાં ૨૯૯૦૧૩ માણસનું બારમાસસુધી માત્ર દૂધના ખોરાકથી સુખેથી પોષણ થાય તો દરેક ગાયનું સરાસરી વિયાજણ છ વખતનું ગણતાં કેટલા માણસનું પોષણ થાય તે વિચાર કરી લેવો તેથી સમજાશે.

---

* મુંબઇ મુનીશીપાલીટીના સને ૧૮૮૫ ના રીપોર્ટ ઉપરથી. † હીંદુસ્થાનમાં ૧૧ મોટી છાવણીઓ છે એમ મને ખબર મલવાથી. આ સંખ્યા અડસટાથી નકી થાય છે.

‡ રસાળ મુલુકની એક ગાય સવાર સાંજ બે વખત મલી ૧૬ શેર દૂધ આપે છે ને કોકણ વીગેરે નિસ્તેજ મુલુકની ગાય સવાર સાંજ બે વખત મલી ૨ શેર દૂધ આપે તો એ બે ગાયોના દૂધનો મધ્ય ભાગ નવ શેર આવે.

સામાન્યરીતે જોતાં પ્રજા ધર્મના નિયમ પ્રમાણે પોતાના દેશની તથા રાજ્યકર્ત્તાની સેવા બજાવવા તથા પોતાના ગુજરાનસારૂ ઉદ્યમ કરવાને માણુસ ગાત્રને તંદુરસ્તીની જરૂર છે. આ બાબત બિનતકરારે સાબીત થાય છે. બેશક તંદુરસ્તી જાળવવાના ઘણા રસ્તા અને ઉપાયો છે; પરંતુ સામાન્ય રીતે જોતાં દૂધ, જે કે બાળક, વૃદ્ધ અને બીમાર એ સર્વને એકસરખી રીતે પોષણ કરી તંદરૂસ્તી જાળવવામાં એક અસાધારણ વસ્તુ છે, તેને માટે મહાત્મા પ્રજાપતી શું કહે છે તે જુવો:—

अमृतं वै गवां क्षीर मित्युवाच प्रजापतिः ॥

અર્થ:—ગાયનું દૂધ છે તે મૃત્યુલોકમાં અમૃત જેવું છે. આ જગાએ કેટલાએક એમ વાંધો ઉઠાવશે કે, હિંદુ લોકોના પુસ્તકોના પ્રમાણ અલંકારિક છે. તેથી અમે પ્રમાણ નથી કરતા. તો તેઓ સાહેબને માટે હાલની રસાયણ વિદ્યાથી સિદ્ધ થએલું પ્રમાણ નિચે આપું છું.

'ચેંબર્સ એન સાઈક્લોપ ઇન્ડિયા' વૉલ્યુમ છઠ્ઠાને પાને ત્રણશે ચોપનમેં દરેક જાનવરના* દૂધમાં નિચે લખેલાં તત્વો છે. તેથી ખાત્રી થાય છે કે દૂધ અતિ ઉપયોગી છે.

૧ પેહેલું તત્વ 'કેશીન' છે તે શરીરની અંદરના માંસના સાકા બનાવવામાં તથા તેને દુરસ્ત રાખવામાં અતિ ઉપયોગી છે. એટલુંજ નહીં પણ શરીરને કૌવત આપીને મેહેનત કરવા છતાં થાક લાગવા દેતું નથી.

૨ બીજું તત્વ 'ખાંડ' છે તે શરીરની અંદર ગરમીનો સંગ્રહ કરે છે. અને એ ગરમી આપણને તંદુરસ્ત રાખી લાંબી જીંદગી ભોગવવાને માટે અતિ જરૂરની ચીજ છે. માટે હમેશ આપણા શરીરમાં એકસરખી ગરમી રાખવાની જરૂર છે.

૩ ત્રીજું તત્વ 'ચરબી' ઉપર બતાવેલ ગરમીનું રક્ષણ કરી લોહીમાં ચાલતી રાખે છે. એટલુંજ નહીં પણ તેમાં વળી બીજો એક અતિ ઉપયોગી ગુણ એ છે કે, આપણા શરીરને સર્દીથી બચાવે છે.

૪ ચોથું તત્વ 'ક્ષાર' તે આપણા જીવીતનું સાધન જે લોહી તેને ચોખ્ખું રાખી કૌવત તથા તંદુરસ્તી રાખવામાં ઉપયોગી છે. તે લોહી વિષે સુશ્રુતે કહ્યું છે કે:—

* દરેક જાતના દૂધમાં કયા કયા તત્વો કેટલા ભાગમાં રહ્યા છે તેની સમજણનું પત્રક પછવાડે આપેલ છે તે જોવું.

देहस्य रुधिरं मूलं रुधिरेणैवधार्यते ।
तस्माद्यत्नेन संरक्ष्यं रक्तं जीवइति स्थितिः ॥*

દેહનું મૂળ રૂધિર છે, ને તે વડેજ દેહ ધારણ કરાય છે, માટે યત્ને કરી તેનું રક્ષણ કરવું; કારણ રૂધિરજ જીવ કેહેવાય છે.

धातूनां पूरणं वर्णं स्पर्शज्ञानमसंशयं ।
स्वाशिरासु चरद्रक्तं कुर्याच्चान्यान्गुणानपि ॥

પોતાની નાડિયોમાં ફરતું લોહી ધાતૂને પુષ્ટિ, શરીરને વર્ણ, અને સ્પર્શ-જ્ઞાન તથા બીજા પણ ગુણ ઉત્પન્ન કરે છે, એમાં કંઇ સંશય નહિ.

દુનીયામાં દૂધ આપનારાં અનેક પ્રાણી છે, તે દરેકના દૂધમાં ઉપર બતાવેલાં અમૂલ્ય તત્વ કેવા પ્રમાણમાં રહેલાં છે. તેનો તપાસ કરતાં ગાયના દૂધથી પણ બીજાં પ્રાણિયોના દૂધમાં ઉપર બતાવેલાં તત્વોનો જથ્થો વધારે જોવામાં આવે છે ખરો, પરંતુ તે દૂધો ગાયના દૂધની પેઠે જથ્થાબંધ મળી ન શકે તેવાં છે. તેમજ કેટલાંએક બદસ્વાદ અને જલદી બગડી જવાથી વિપરિત ગુણ કરવાવાળા થઇ પડે એવાં છે. અને ગાયનું દૂધ છે તે જથ્થાબંધ મળી શકે છે. તેમજ જલદી બગડતું નથી અને સ્વાદિષ્ટ પણ છે.

કેટલાંક વિદ્વાનોનો એમ પણ મત છે કે, "ક્ષયરોગ" જે ઘણોજ ભયાનક રોગ છે, તેમજ માણસને રિબાવી રિબાવીને મારનાર એના જેવો બીજો ખરાબ રોગ નહીં હશે. તેમજ ક્ષયના રોગી ભાગ્યેજ બચતા હશે. એવા ખરાબ રોગની શરૂવાત થતાં વેંતજ જો ગાયનું શેડ કઢું એટલે દોયા પછી ગરમ હોય તે દૂધ સવારમાં પીવાનો માવરો લાંબા દિવસ રાખવામાં આવે તો ફાયદાકારક છે.

આપણો જન્મ થતાની સાથે આપણા પોષણુનેમાટે ઈશ્વરે માના થાનમાં દૂધ ઉત્પન્ન કરેલું છે. અને તેથી આપણું પોષણ થયેલું છે. તોપણ મા હમેશાં દૂધ આપી શકતી નથી. તે તો માત્ર બે વર્ષ આપી શકે છે. અને

---

* લોહી છે તે જીવીતનું સાધન છે એમ વિદ્વાન ડાક્તરો તથા યુનાની હકીમોથી પણ ના કહી શકાય એમ નથી.

માણસનું આયુષ્ય તો સો વર્ષનું ગણાય છે. તો બાકીના અઠાણું વર્ષસુધી પોષણનેમાટે દૂધની જરૂર છે. તો તેનેમાટે કુદરતી નિયમપ્રમાણે આપણુને પોષણ કરનારી ગાય છે. તો તેને પણ આપણી માતા ગણવી જોઇએ.

હવે બે વર્ષ પોષણ કરનારી માને જો કોઈ અપશબ્દ બોલે છે તો તે વખત કેટલો ગુસ્સો આવી જાય છે. ત્યારે તેના પ્રમાણમાં અઠાણું વર્ષ પોષણ કરનારી ગાય માતાના ગળા ઉપર ખાટકી લોકોને છુરા ફેરવતા જોઈ મુંગા બેસી રહો છો, તેના જેવું દુષ્ટપણું બીજું કયું ? માટે કહ્યું છે કેઃ—

उपकाराश्चापकारो यस्य व्रजंति विस्मृतिम् ॥
पाषण हृदयंस्याश्च जीवंति त्यामिघामुधाः ॥

અર્થઃ—જે માણસ ઉપકારને અથવા અપકારને નથી જાણતો; તે પથરાના જેવા દિલનો માણસ જીવતે મુંવા જેવો છે. માટે અતિ ઉપકારી ગોપશુના રક્ષણમાટે જે બે પરવાઇ કરે છે, તે આપણા પેદા કરનાર પાસે ગુન્હેગાર છે.

તમામ જાતના દૂધવાળા પ્રાણિઓમાં ગાયનું દૂધ તંદુરસ્તી જાળવી કોવત આપવામાં સારૂં છે. આ જગોએ કોઇ એમ કેહેશે કે, ગાયનું દૂધ જરા ફીકું અને પાતળું છે. અને ભેંસનું દૂધ વધારે મિઠું અને જાડું છે. તેથી ગાયના દૂધથી ભેંસનું દૂધ વધારે સારૂં છે. તો તે સાહેબે જરા તસદી લઇ જ્યાં ઘોડા ઉછેરવામાં આવતા હોય ત્યાં જઇ તપાસ કરવો. ભેંસનું દૂધ પીનારા ઘોડા દેખવામાં તો મજબુત અને શોભાયમાન દેખાશે, પણ લાંબી દોડ કરતાં જલદિ સ્વાસ ભરાવાથી અટકી જશે. અને ગાયનું દૂધ પીનાર ઝપાટા બંદ ચાલ્યા જશે, આ બાબત માણસને પણ લાગુ પડે છે. તેમ પાડા તથા બેલની શરીરશક્તિ જોવાથી સિદ્ધ થાય છે કે ભેંસનું દૂધ સુરતી લાવનારૂં છે.

જેમ ગાય બેલનો વધ થાય છે. તેમ ભેંસનો પણ વધ થાય છે. તેની પણ સંખ્યા ( ૨૩૯૦૦ ) એ હીશાબે આખા હીંદુસ્થાનમાં ( ૨૬,૨૯૦ ) ને આસરે વધ થતો હોય એમ અનુમાન જાય છે તો દરેક ભેંસનું દરરોજનું દૂધ ૨૦) શેર લેખે ગણતા એકંદર બાર માસનું ( ૪૭,૩૨,૨૦૦ ) મણ દૂધ

થાય, તો દરએક મણ દૂધમાંથી ( ૫ ) શેર લેખે ઘી ગણુતા ( ૫,૯૧,૫,૨૫ ) મણ ઘી થાય તે ઘીથી દરરોજ એક માણસને બે ટંકનું પાંચ રૂપૈયા ભાર લેખે ગણીયે તો એકંદર રીતે ગણુતા (૫,૨૫,૮૦૦) માણસને બાર મહીનાના ખોરાકને માટે પુરૂ પડે, પણ તેના ઉત્પાદક પ્રાણીને. મારી નાખવામાં આવે છે. તેથી એ પદાર્થની અછત હોવાને લીધે મોંઘવારી થવાથી પૈસાના લોભી લોકો તેમાં દગા કરે છે. તેથી ઘણાં માઠા પરિણામ થાય છે.

ઘી વાપરનાર સાહેબોને તો એમ જણાતું હશે કે, આ ઉત્તમ અને પુષ્ટિકારક ખોરાકનેમાટે વપરાતો પદાર્થ હિંદુસ્થાનના દૂરના ભાગનાંની ગાયો તથા ભેંસોથી પેદા થઇને આવતો હશે. અલબત ઘણો ખરો જથ્થો હિંદુસ્થાનના ઉત્તર, દક્ષિણ અને પૂર્વ ભાગોમાંથી આવે છે ખરો; તોપણ ૧૯,૧૮૫ મણને આસરે તો માત્ર મુંબઈમાં ખાસ મ્લેચ્છ દેશોથી, જેવા કે, ઇરાન. અરબસ્થાન, મકરાણ, ઇજીપ્ત અને પૂર્વ એશિયામાયલા તુર્કસ્થાનથી આવે છે. આ વાત ઘણા જણને આશ્ચર્ય યુક્ત થઇ પડશે.

આ હિંદુસ્થાન જે કે તદ્દન ખેતીવાડીવાળો દેશ હોવાથી અને જેની ખેતીવાડી વરાળયંત્ર કે ઘોડાવડે ન ચાલતાં કેવળ બેલવડે ચાલે છે.* એમ છતાં ઘી જેવો અમૂલ્ય પદાર્થ જે કે પરદેશની આવકશિવાય પુરો ન પડે એ શરમની વાત છે. એમ કહેવામાં કંઈ હરકત નથી. કારણકે, આ દેશ તેના ઉત્પાદક પ્રાણીની બાબતમાં ઘણોજ કંગાલ થઇ ગયો છે. અને તે કંગાલીયત ઉપરની બાબતથી સિદ્ધ થાય છે.

હાલ ઘીની અછત હોવાથી તેમાં ભેળશેળને માટે વપરાતી ચીજો જેવી કે, કોપરેલ, મૌડાનું તેલ, (ડોળિયું) જનાવરના મુડદાની ચરબી,§ મીણ,

---

* બેલ વીગેરે ઉત્પાદક પ્રાણીવાળો આ દેશ હોવાથી ઘી વીગેરે પદાર્થ પુષ્કળ હોવા જોઇએ.

§ ચરબી–તલનું તેલ અને દહી એ ત્રણ ચીજની મેલવણીથી ઘી જેવા પદાર્થ બનાવાના કારખાનાં આ મુંબઈ શેહેરમાં ઘણા છે ને તે ઘી તળ મુંબઇમાં વેચાય છે તેમજ બારગામ પણ હજારો મણ જાય છે છતાં કોઇ ભાવ પણ પુછતું નથી. એવા ઘીની પરીક્ષા–તે ઘીને ઘણું ગરમ કરવાથી તેનો સુગંધ ચરબીના જેવોજ આવે છે, તેમજ કાળાશપણ મારી જાય છે તેથી તરત સમજાય છે.

એ વિગેરે ચીજો હોય છે. તેમાંથી કેટલીએક ચીજો તંદુરૂસ્તીને નુકસાન કરનારી હોવાથી અનેક તરેહની બીમારી થવાનો સંભવ છે.

ભેળશેળ ખોરાક ખાવાથી તંદરૂસ્તીને નુકસાન છે એમ કેટલાએક ડાક્તરોના અભિપ્રાયો હોવાથી નામદાર સરકારે ધારાની રૂઇએ કાયદાથી અટકાવ કરેલો છે. પણ આવા નામના અટકાવથી ભેળશેળ બંદ થઈ હોય એમ લાગતું નથી. માટે જો લોકોની સુખાકારી અને જાન માલનું રક્ષણ કરી દેશની આબાદિ કરવી એ રાજ્યકર્ત્તાની પોતાની ફરજ અદા કરવા ખરા દિલથી વિચાર હોય તો બેહેતર છે કે, ગાય, બેલ, અને ભેંસ એ ત્રણે પ્રાણીનો વધ અટકાવવાને કાયદો કરવો જોઇયે.

હાલની પ્રજા કમકૌવત અને રોગી તેમજ ટુંકી જીંદગી ભોગવનાર થાય છે.તેનું ખરૂ કારણ એ છે કે,કુદરતી નિયમપ્રમાણે હમેશાં શરીરને ઘસારે લાગે છે. તે ઘસારાની ખોટ પુરી પાડવા તથા તંદુરૂસ્તી અને લાંબી જીંદગીને માટે શરીરની અંદર એકસરખી રીતે ગરમી રહેવાને માટે અન્ન, દૂધ, ઘી વિગેરેથી બનેલો ઉત્તમ ખોરાક લેવાની જરૂર છે. શ્રીમહાભારતના અનુશાસન પર્વના ૬૭ માં અધ્યાયમાં કહ્યું છેઃ—

अन्नाद्बलंच तेजश्च प्राणिनां वर्धते सदा ।
अन्नदानमतस्तस्मा च्छ्रेष्टमाह प्रजापतिः ॥

અન્નથી પ્રાણિયોનું બળ તથા તેજ સદા વધે છે, તેથી પ્રજાપતિએ અન્નદાન શ્રેષ્ઠ કહ્યું છે.

अन्नं न निंद्यात् । अन्नं बहु कुर्वीत ।
अन्नाद्भूतानि जायंते । जातान्यन्नेनवर्धन्ते ।
अन्नं हि भूतानां ज्येष्टं । तस्मात्सर्वौषधमुच्यते ॥

અન્નની નિંદા ન કરવી ને તેની વૃદ્ધિ થાય તેમ કરવું. અન્નથી પ્રાણિયો ઉત્પન્ન થાય છે ને તેથીજ વૃદ્ધિ પામે છે. અન્નજ પ્રાણિનાથી પ્રથમ ઉત્પન્ન થયેલું છે. માટે સર્વનું ઔષધ કેહેવાય છે. તૈત્તિરીયારણ્યકના ૮ તથા ૯ માં પ્રપાઠકમાં કહ્યું છે કેઃ—

કમનશીબે અછતને લીધે અન્ન મળવું મુશ્કેલ અને* કદી મળે તોપણ ખરાબ હાલતમાં હોવાથી ગુણને બદલે અવગુણ કરનાર થઈ પડે છે. જેનું પરિણામ એ થાય છે કે, કેટલાએક બિચારા ભરજુવાનીમાં આ દુનિયા છોડી ચાલ્યા જાય છે.

આ દેશની જુના વખતની રીતિપ્રમાણે જો ઢોરોનું રક્ષણ કરવામાં આવે તો આગળ જતાં ઢોરોની સંખ્યામાં વધારો થવાથી ઘી, દૂધ વિગેરે અત્યુપયોગી વસ્તુનો સર્વે મનુષ્યો એકસરખી રીતે ઉપયોગ કરી શકે. એમ થવા માટે પ્રયાસ થવો જોઈયે. કે જેથી દૂધ, ઘી ઘણા જથ્થામાં મળી શકે; પરંતુ તે ઉત્પાદક પ્રાણીના મહત્વને નહીં જાણતાં તેનો વધ કરવામાં આવે છે, તેથી દૂધની અછત હોવાથી તેમાં પાણી વિગેરેનો ભેળ કરવામાં આવે છે. અને તેવું ભેળશેળ દૂધ ખાવાથી અનેક રોગોના ભોગ થઇ પડતાં આખર આ દુનિયાથી હાથ ઉઠાવવા જરૂર પડે છે.

ઉપરની બાબતને માટે જો વિવેક બુદ્ધિથી વિચાર કરી જોશો તો ખાત્રી થાશે કે, કુદરતે બનાવેલી બધી ચીજો તમામ માણસના ઉપયોગ અને પોષણને માટે બનાવેલી છે તો તેવી ચીજોપર સર્વ મનુષ્યનો એકસરખો હક્ક છે. ત્યારે તેવી વસ્તુનો સર્વે દેશી ભાઈયો એકસરખી તે ઉપયોગ કરી શકે એમ પણ થવું જોઇએ. તેથી ઉલટું થોડા જણના અઘટિત ઉપયોગને વાસ્તે ઘણા જણના પોશણિક પદાર્થનો નાશ કરવો એ ન્યાયની રીતે જોતા રાજ્યપ્રકરણી ગુન્હો કેમ ન કેહેવાય? અલબત તે ગુન્હોજ છે. અને એવો ગુન્હો કરનાર બીનતકરારે સજાને પાત્ર છે. આગળ ડાહ્યા અને ન્યાયી અકબર બાદશાહના વખતમાં ગાયના ઉત્પાદક ગુણોની ખાત્રી થવાથી તેણે સક્તધારો કિધો હતો કે, જો કોઇપણ માણસ ગાયને મારે તો તેના કુટુંબમાંથી ડાહ્યાં અને રૂપાળાં માણસને હલાલ કરવામાં આવતો.+ આ ધારો અમલમાં આવવાથી ગૌવધ બંધ થયો હતો.

---

* હાલમાં શારિરિક ગરમીને ચાલતી રાખવા માટે ઉત્તમ ખોરાક ન મળવાથી જીંદગી ટુંકુ થઈ છે.

+ જુવો બ્લોચમૈનની આઈને અકબરી વોલ્યુમ ૧ પેલાને પાને ૧૮૩ મે પાને જોવાથી ખાત્રી થાશે.

જો ગાય તથા બેલ વિગેરે ઉત્પાદક પ્રાણીનો વધ બંધ કરવાનો કાયદો કરવામાં આવે તો કુદરતી નિયમ પ્રમાણે તેની સંખ્યામાં વધારો થાય તો ગરીબ ગુરબાને પોતાના પોષણમાટે સુગમતા થાય, તેથી પોષણિક તત્વોનો પુરતો લાભ મળવાથી લોકો તંદુરૂસ્ત અને કૌવતવાન થાય તો અનેક તરેહથી પોતાના દેશને આબાદ કરવાનો ઉદ્યમ કરે. એટલુંજ નહીં, પણ જે દેશની પ્રજા સુખી અને કૌવતવાન હોય તે દેશને પારકાનો ભય રેહેતો નથી. એમ થવાથી રાજ્યકર્તાને પણ કેટલો અને કેવો ફાયદો છે તે સેજ સમજાશે.

આ જગોએ કોઇ એમ સવાલ ઉઠાવે કે, ગાય તથા બેલ નીરઉપયોગી થયા પછી તેનો વધ કરિયે, તો તેથી દેશને શું હરકત છે. તો તે સાહેબોને મારે એટલીજ અરજ કરવાની કે, તે પ્રાણી કદીજ નિરઉપયોગી નથી. કારણકે, આપણી ખેતીને આબાદ કરવાનેમાટે ખાતર બનાવી આપનાર કુદરતી કારીગરીનો એ એક સાંચો છે. તેથી તેનો વધ કરિયે તો ખાતરનું કેટલું નુકસાન થાય છે તે નિચે બતાવું છું.

દરએક ગાયનું દરવરસે ૧૩૫ મણ ખાતર થાય છે.* તો આગળ બતાવેલ વધથી ૨,૦૧,૩૬,૬૦૦ મણ ખાતરના નાસ થાય છે. તેમજ દરેક બેલનું દરવર્ષે ૧૮૯ મણ ખાતર થાય છે. તો આગળ બતાવેલ વધથી ૨,૮૧,૯૧,૨૪૦ મણ ખાતર નાશ પામે છે. તેમજ દરએક ભેંશનું દરવર્ષે ૪૬૧ાા મણ ખાતર થાય છે તો આગલ બતાવેલ વધથી ૧,૨૧,૩૯,૪૦૭ ખાતર નાશ પામે છે પરંતુ જો તે પ્રાણી બચે તો એકંદર રીતે ગણતા દરવર્ષે ૧,૫૧,૧૬,૮૩૬ એકર જમીનમાં ખાતર પુરૂં પડે તો પાક ઘણો સરસ ઉતરે આવી રીતે જોતાં એ પ્રાણી કોઇકાળે પણ નિરઉપયોગી નથી.

હાલમાં કેટલાએક લોકોને એમ બોલતાં સાંભળીએ છિયે કે, દેશમાં ખેતી ઘણી હદમાં વધી ગઇ છે જેથી જમીનમાંથી કસ જતો રહ્યો છે તેથી પાક સારો થતો નથી. આ જગોએ મારે એટલુંજ કેહેવાનું છે કે, જનાવરોની અછતને લિધે જમીનને ખાતર ન મળવાથી પાકમાં ખરાબી થઈ છે.

આ જગોએ કોઈ એમ સવાલ ઉઠાવે કે, હાલની સુધરેલ રીતી પ્રમાણેનાં ખાતરો વાપરવામાં શું હરકત છે? તો તેઓ સાહેબને મારે એટલીજ

* એ બાબતનું પત્રક પછવાડે છે તે જોવું.

અરજ કરવાની છે કે, આ દેશની જમીનને ઝાડના સુકાં પાતરાં અને ઢોરનું છાણુ, મુતર અને કુચાથી બનેલ ખાતરના જેવું બીજું એકે ખાતર અનુકૂળ આવતું નથી. આ અનુભવથી સિદ્ધ થશે.

મને એમ ભય લાગે છે કે, એક બાજુએ ગૌમાસની મોટી અને વધતી જતી ખપતીથી અને બીજી બાજુએ રેવિન્યુ ખાતાના અધિકારિયોના અજ્ઞાનથી ગૌચર જમીનોની થયેલી તંગાશથી ઉત્પાદક પ્રાણીની ઘણીજ ખરાબી થાય છે. તેમજ તેનો જથ્થાબંધ નાશ થવાથી આપણું ઉત્પાદક બળ નબળું પડે છે. તેથી હાલ આપણા દેશી ભાઇયો ૪,૮૭,૯૪,૧૯૫ નિરઉદ્યમી થઇ જવાથી, ભુખના દુઃખથી ભીખ માંગવા છતાં ભુખે મરે છે. આ આપણા દેશની દુર્દશાની નિશાની છે.

સને ૧૮૮૧ ની ગણુત્રી પ્રમાણે હિંદુસ્થાનની વસ્તી ૨૫,૪૯,૧૯,૫૧૬. માણુસની છે. તેના પોષણનેમાટે એકંદર બાર માસનું ૩,૪૪,૧૪,૧૩,૪૬૬, મણ અનાજ જોઇએ. તો તેને બદલે દરવર્ષે એકંદર ૪૧,૬૧,૫૦૦ મણ અનાજની ખાધ લાગે છે. તેની વિગત નીચે મુજબઃ-

મૂળ ખેતીના પાકમાં દરવર્ષે ૧૫૭૯૫ બૈલના વધથી ખેતીનો નાશ થતાં ખાધ ૩૧,૪૯,૦૦૦. અને દરવરસે ૭૫૦૦૦ માણુસની સંખ્યામાં વધારો થાય છે તેના ખોરાકને માટે દરવરસે ૧૦,૧૨,૫૦૦ અનાજ જોઈએ તેની ખાધ છે.

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, જો લાંબો વખત ઉત્પાદક પ્રાણીઓ રક્ષણ કરવામાં અનાદર થશે તો આપણી આર્યપ્રજાને ખોરાક મળવો બીલકુલ બંધ થઇ જશે; અને દેશ પણ પાયમાલ થઇ જાશે. ત્યારે રાજ્યકર્ત્તા પરદેશી હોવાથી પોતાને અસલ વતન વલ્યા જશે ત્યારે આપણા દેશી ભાઇયોની શી ગતી થવાની? આ બાબત સર્વ ભાઈઓએ એકત્ર થઇ વિચાર કરવાનો છે.

આ ઉપરની સર્વે બાબત ધ્યાનમાં લેવાથી એમ તો સિદ્ધ થાય છે કે, હિંદુસ્થાનના તમામ રેહેવાસીઓને ઉત્પાદક પ્રાણીના વધથી ખોરાકની બાબતમાં ખમવું પડે તેમ છે. કારણકે, માંસાહારી લોકોને પણ દૂધ, ઘી, માખણ અને અનાજવિના ચાલતું નથી. ત્યારે આવા અત્યુપયોગી પ્રાણીયોને

માટે અજ્ઞાનતાથી અથવા વગર સમજના ધર્મ ભેદથી તેનો ઉપકાર ન માનતાં અનાદરથી તેનો વધ કરવો અથવા તેના વધ કરનારને કોઈપણ પ્રકારની મદદ કરવી એ તમામ મજબપ્રમાણે ગુન્હો થાય છે કારણકે, તે પ્રાણી હમેશાં સર્વેનેવિષે સમાન ભાવ રાખે છે. પછી ગમે તો 'રક્ષક હોવા ભક્ષક હો, પણ તે કોઇનેવિષે ભેદાભેદ ન રાખતાં પોતાનો ધર્મ બજાવતા જાય છે. માટે તેનું રક્ષણ કરવા સર્વ દેશહિતેચ્છુ ભાઈયોની એકસરખી ફરજ છે.

આ જગોએ કોઈ પોતાની મગરૂરીની ખાતર એમ કેહશે કે, તે શું પોષણિક પદાર્થ આપે છે? એ તો અમારી સત્તાથી લઇયે છીયે. તો તેઓ સાહેબને મારૂં એટલુંજ કેહેવું છે કે, તે તમારા કબજામાં ન રેહેતાં છટકી જાય તો તમારી શું તાકદ છે. માટે તેનો પાડ માનવાનો છે કે, જંગલમાં ચરવા જાય છે ત્યાંથી પાછાં સાંજના ઘેર આવી તમને દૂધ વિગેરે આપે છે. કદી ઘેર ન આવે તો જંગલમાં તેને ચરવાનેમાટે ઘાસ અને પીવાનેમાટે પાણી કુદરતે દરએક જગોએ આબાદ રાખેલ છે. તેમ છતાં તે તમારે ઘેરે આવી અમૃત જેવું દૂધ આપે છે માટેજ આર્યવર શિરોમણી નિચે પ્રમાણે કહે છે.

॥ श्लोक ॥

तृणानि शुष्कानि वने चरित्वा पीत्वा सुतोयांन्यमृतंस्रवंति ।
संरक्षिताश्चोपनयंतिवित्तं गोभिर्नतुल्यं धनमस्ति किंचित् ॥

અર્થ:—ગાય છે તે જંગલમાં સુકું ઘાંસ ખાય છે. અને પાણી પીગે છે. તેમ છતાં સાંજે ઘેર આવીને અમૃત જેવું દૂધ આપે છે. તેથી અનેક તરેહના લાભ થાય છે. તેમજ દ્રવ્ય પ્રાપ્તિ પણ થાય છે. માટે ગાયનું રક્ષણ કરવું. કારણ, ગાય જેવું બીજું એકે ધન નથી; એટલુંજ નહીં પણ વળી બૃહત્પારાશર સંહિતામાં કહ્યું છે: કે—

॥ श्लोक ॥

क्ष्णोगौर्वेधसासृष्टा नस्यह्युत्पादनाय च ।
तैरुत्पादितशस्येनं सर्वमेतद्धिधार्यते ॥

यश्चैतान् पालयेत् यत्नाद्वर्धयेश्चैव यत्नतः ।
नगंति ते न सर्वाणि साक्षात्स्युः पालितानि च ॥

અર્થ :—કુદરતે બળદનો જન્મ આપવાસાર દુનિયામાં ગાય પેદા કરી છે. અને બળદથી ઉત્પન્ન થયેલા અનાજથી મનુષ્ય જીવે છે. માટે જે લોકો ગાય તથા બળદનું યત્નથી રક્ષણ કરે છે તેણે આખા જગતનું પોષણ કરવા બરાબર પુન્ય થાય છે. માટેજ આર્યવર શિરોમણી મહાત્મા પારાશર નિચે પ્રમાણે કહે છે :—

॥ श्लोक ॥

गोवृषाणां विपत्तौ च यावतः प्रेषका जनाः ।
अनिवारयतां तेषां सर्वेषां पातकी भवेत् ॥

અર્થ :—ગાય અથવા બળદ આફતમાં આવી પડેલ છે, એમ જાણતા છતાં પોતાથી બનતી મેહેનત કરી તેનો બચાવ નથી કરતા, તે ગોવધના પાપી થાય છે. તો હજારો ગાયોનો વધ થાય છે તેમ જાણવા છતાં મંડળીયો સ્થાપીને અથવા પોતાની જ્ઞાતી સમુદાયથી અથવા પોતાનાથી બની શકે તેવા ખરા દિલથી જે ઉપાયો નથી કરતા તે પાપના ભાગીદાર છે.

એ સર્વે બાબતો જોતાં એમ સિદ્ધ થાય છે કે, દેશની આબાદાનીનો ખરો આધાર ખેતી ઉપર છે. તો તે ખેતીના ઉત્પાદકને સાહ્યતા આપવાની જરૂર છે કારણકે, ખેડુતો ખેતી કરી અનેક પદાર્થો પકવી વિદ્વાનો તથા ધનવાનોની સેવા કરે છે. તો તે ગૃહસ્થોએ તેનું પોતાની વિદ્યાથી અથવા ધનથી રક્ષણ કરવું જોઈયે. કારણ કહ્યું છે કે,

आपद्गतं हससि किं द्रविणांध मूढ ।
लक्ष्मीः स्थिरा न भवतीति किमत्र चित्रं ॥

હે દ્રવ્યે કરી અંધ થયેલા મૂઢ, આપદને પામેલાની હાંસી કેમ કરે છે ? કારણ લક્ષ્મી સ્થિર રેહેતી નથી, એમાં આશ્ચર્ય શું ?

ઉપર બતાવેલ વધથી દેશમાંથી ઉત્પાદક પ્રાણી ઓછા થયા છે, તેથી ખેતી નબળી પડી છે, ખેતી નબળી પડવાથી પાક નબળો ઉતરે છે અને એથી મોંઘવારી વધી છે તેથી હાલ ગરીબ ગામડીયા ભુખે

મરતાં જાય છે. જો લાંબો વખત આમ ચાલશે તો; શ્રીમંતોની પણ એ દશા થશે. કારણકે, હાલ તો એ શ્રીમંતોને પોતાના પૈસાના મદદથી એમ લાગે છે કે, મોંઘવારી આપણને શું કરનાર છે? પણ જરા અકલથી વિચાર કરો કે, ઉત્પાદકનો નાશ થતાં ઉત્પત્તીનો પણ સાથેજ નાશ થશે. ત્યારે બિલકુલ અન્ન નહીં મળે તે વખત તમારા પૈસા પેટ ઉપર બાંધવાથી ગુજરાન કદી થવાનું નથી. માટે ઉપરની બધી બાબતોપર પુખ્ત રીતે વિચાર કરી જેમ બને તેમ ઉત્પાદકોની રક્ષા કરો, કે જેની સાહ્યતાથી તમોને અનેક તરેહના પોષણિક પદાર્થ મળશે. તો તેથી તમારી પ્રજાની જીંદગીનું સંરક્ષણ થાશે.

હવે બીજી તરફ તપાસીયે તો વધારે સમજવામાં આવશે. ઉપર બતાવેલા જાનવરોના વધથી એકંદર રીતે ગણતાં* ૧,૧૫,૫૧૩ માંસ આહારીનું બાર મહિના ગુજરાન ચાલે છે. એમ આપણને કોઈ દલીલની ખાતર બતાવે તોપણ જો તે પ્રાણીનો બચાવ કરવામાં આવે તો ૨૫,૬૩,૭૯૪ માણસનું સરાસરી રીતે ગણતાં સાત વર્ષસુધી સુખેથી પોષણ કરે. આથી એમ સિદ્ધ થાય છે કે, જુજ લોકોના નજીવા લાભની ખાતર સંખ્યાબંધ લોકોના ખોરાકનો નાશ થાય છે. આ વિષે ભોજ વચન :—

॥ श्लोक ॥

नस्वल्पस्य कृते भूरि नाशयेन्मतिमान्नरः ।
एतदेवाति पांडित्यं यत्स्वल्पात् भूरि नाशनम् ॥

અર્થઃ—બુદ્ધિમાન્ માણસો છે તે થોડા જણના લાભનેમાટે ઘણા જણનું નુકસાન થવા દેતા નથી. કારણકે, થોડા જણને રાજી રાખવા અને ઘણા જણને ગેરવાજબી રીતે નુકસાન થવા દેવું એના જેવી મૂર્ખતા બીજી કઈ હશે! આ શંકા થાય છે. માટે દરએક દેશહિતેચ્છુ અથવા સ્વપ્રજા હિતેચ્છુ સર્વ ભાઇઓએ એક સંપ થઇ ખરાદિલથી પ્રયાસ કરવો. તો આપણી ઇચ્છિત વસ્તુનો લાભ થશેજ. તે વિષે વચનઃ—

---

* આ સંખ્યા ગાય બેલનાજ માંસ માત્રની લીધી છે દરેક માણસને માટે બે વખતનું મલી બે શેર માંસ ગણેલ છે વધુ ખુલાસો બીજા ભાગમાં આવશે.

## ॥ श्लोक ॥

शरीर निरपेक्षस्य दक्षस्य व्यवसायिनः ।
बुद्धि प्रारब्ध कार्यस्य नास्ति किञ्चन दुष्करम् ॥

અર્થ:—આ શરીરની પણ દરકાર ન કરતાં ઉદ્યોગમાં મચી રેહેનાર અને ચતુર તેમજ બુદ્ધિ પોચાડીને કામ કરનાર પુરૂષથી નહીં બની શકે, એવું કાંઈજ નથી માટે વીર પુરૂષોએ દેશહિતની ખાતર તે પ્રાણીનો વધ અટકાવવાનો કાયદો આપણી માયાળુ સરકાર પાસેથી માગવા પ્રયાસ કરવો જોઇયે. કારણકે, તે પ્રાણીનું રક્ષણ થયાવગર આપણો દેશ કદી આબાદ થવાનો નથી.

આ જગોએ કોઇ એમ સવાલ ઉઠાવે કે, સહુ કોઈ એમ કેહે છે કે, ગૌરક્ષા કરો. પણ કોઈ એમ કેહતું નથી કે, કેવા પ્રકારે ગૌરક્ષા કરવી. તો તેઓ સાહેબને મારે એટલુંજ કેહવાનું છે કે, દરએક રાજાએ પોતાની હુકમતમાં* તેમજ દરએક જાતના લોકોએ પોતાની જાતમાં અને દરેક ધર્માચારજે પોતાના સંપ્રદાયના લોકોમાં એવો ધારો કરવો જોઇએ કે, કોઈએ પણ ગાય બેલ વિગેરે ઉત્પાદક પ્રાણીને અજાણ્યા માણસને વેચાતી આપવું નહીં. અને કદી કોઈ તેવા માણસને આપશે તો તેને અમુક પ્રકારની શિક્ષા કરવામાં આવશે. જેમકે કોઈ પરજાતમાં વ્યવહાર કરનારને જેમ પોતાની જાતવાળા સજા કરે છે તેમજ અમુક ધર્મનું અમુક ફરમાન તોડનારને ધર્મ્માચારજો પ્રાયશ્ચિત્ત કરાવે છે. તેમજ દેશના ઉત્પાદક પ્રાણીનો નાશ કરાવવાનું કારણ પેદા કરવા નિમિત્ત સજા રાખવી, આપ્રમાણે જો તમામ જાતીવાળા તથા ધર્મવાળા બંદોબસ્ત કરે તો સ્વાભાવિકરીતે રક્ષણ થાય.

બીજી રીત એવી છે કે, દરએક જગોએ ગૌરક્ષણ નિમિત્ત સભાઓ સ્થાપીને એક ફંડ કરી, કોઈ નિરાશ્રીત ગાઇઓ એટલે ખાટકીના હાથમાં જવાનો સંભવ હોય તેવી મળી આવે તેને સભાએ ખરીદ કરી ગૌશાળામાં

---

* દરેક રાજાએ પોતાના દેશની આબાદીને વાસ્તે પોતાની હુકમતમાંથી પરહદમાં જતા જાનવરો અટકાવવા જોઇએ તેમજ દરેક ખેડુતને દરએક સાતી (૧૫) એકરની ખેતી કરનારે ઓછામાં ઓછા ૧૨ જાનવર રાખવા ફરજ પાડવી જોઇએ તો દેશની જમીન ફળદ્રૂપ થઇ ખેતીના પાકમાં ઘણોજ વધારો થશે.